

॥ श्रीसद्गुरुर्विजयतेतराम् ॥

# ॥ श्रीआशौचविवेक ॥

સંગ્રહકર્તા:- બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા.

આસ્તિક આર્યોના હિતાર્થે

પ્રસિદ્ધ કરનાર

આનંદજી વહાલજી રાજ્યગુરુ.

પોરબંદર, કાઠિયાવાડ.

આવૃત્તિ બીજી.

નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસ. મદનગોપાળની હવેલી—અમદાવાદ.

સંવત્ ૧૯૫૯. શાકે ૧૮૨૫.

આ ગ્રંથ પ્રસિદ્ધકર્તાતરફથી વિનામૂલ્યે મળેછે.



॥ श्रीमद्गुरुर्विजयतेतराम् ॥

# ॥ श्रीआशौचविवेक ॥

સમ્બધિજનના મરણથી મનને શોક થવો સ્વાભાવિક છે. આવા શોકવાળા મનથી અતિસાવધાનતાથી કરવાયોગ્ય વૈદિક તથા સ્માર્ત કર્મો લક્ષપૂર્વક થઇ શકે નહિ, એ દેખીતું જ છે, માટે સમ્બધના પ્રમાણમાં સૂતક પાળવાના દિવસોનુ તથા તે દિવસોમાં વિરાગની વૃદ્ધિ થઇ શોકની નિવૃત્તિ વેળાસર થાય એવા ઉપાયોનું સેવન કરવાનુ આર્યઋષિઓએ દર્શાવ્યું છે. વૃદ્ધ અને અતિવૃદ્ધાદિ સમ્બધિજનના મરણમાં તથા ભ્રાંતમનવાળા કે નિરન્તર રોગગ્રસ્ત સમ્બધિજનના મરણમાં સગાંવહાલાંઓને શોક થવાનો સંભવ ઓછો છે, છતાં તેઓનું સૂતક પાળવાનુ પણ સ્મૃતિકારોએ દર્શાવ્યું છે, તે માત્ર તેટલો કાળ સંગોત્પાદક કાર્યો ઓછાં સેવાય તો તે પ્રકારાંતરે ઉપકારક હોવાથી, તથા એવા અનેક વિશેષ પ્રસંગોનો નિર્ણય દર્શાવવો કઠિન હોવાથી, તેમણે સૂતકના સામાન્ય નિર્ણયો દર્શાવ્યા છે. વૃદ્ધિસૂતકમાં શોકનુ કારણ નથી, પણ પરંપરા અશુદ્ધિનો સંભવ જાણી સૂતક પાળવાનુ

કરાવ્યું જણાયછે, ને તેમાં મૃતાશૌચના જેવાં વિરાગ ઉપજાવનારાં સાધનો સેવવાનું કરાવ્યું નથી.

વર્ણાશ્રમના ધર્મોમાં શ્રદ્ધા રાખનાર જનોના ઉપયોગમાટે એ સૂતકનો ઉપયોગપૂરતો નિર્ણય પ્રાચીન તથા અર્વાચીન ગ્રંથોને આધારે નીચે દર્શાવવામાં આવેછે.

## આશૌચના અધિકારી.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ને શૂદ્રમાં પ્રથમના ત્રણ વર્ણમાંનો કોઇ પુરુષ જનોઇ લીધાપછી બ્રહ્મચારી ન રહે તો ત્યારથી, ને શૂદ્ર પરણ્યાપછી કિંવા સોળ વર્ષના વયપછી સૂતકનો અધિકારી થાયછે. બ્રહ્મચારી જો માતાપિતાનું અગ્નિસંસ્કારાદિ અંત્યકર્મ કરે તો તેને સૂતક લાગેછે, અન્યથા લાગતું નથી. જનોઇ દીધાવિનાનો બાળક પણ જો માબાપની ક્રિયા કરે તો તેને પણ સૂતક લાગેછે, અન્યથા લાગતું નથી.

## જનનાશૌચ. ( વૃદ્ધિસૂતક. )

ત્રણ માસપર્યંતના ગર્ભસ્રાવમાં સર્વવર્ણની સુવાવડી સ્ત્રીએ ત્રણ અહોરાત્ર રજસ્વળાની પેઠે સૂતક પાળી ક્યાંઇ પણ સ્પર્શ ન કરવો, ચાર માસના ગર્ભનો સ્રાવ થાય તો ચાર રાત્રિનું સૂતક તેણીએ પાળવું. કહેલા દિવસોપછી સ્નાન કરવાથી તેણીની શુદ્ધિ થાયછે. પિતાઆદિક સાત પેઢીનાને તથા ઓરમાન માને આવા પ્રસંગમાં માત્ર સ્નાનથી શુદ્ધિ છે.

પાંચમે માસે તથા છઠ્ઠે માસે જો ગર્ભપાત થાય તો સર્વવર્ણની તે તે સુવાવડી સ્ત્રીને અનુક્રમે પાંચ અહોરાત્રનું તથા ૭ અહોરા-

ત્રનુ અસ્પર્શનું સૂતક લાગેછે. પિતાઆદિ સાત પેઢીવાળાને તથા ઓરમાન માને ત્રણ રાત્રિનુ વૃદ્ધિસૂતક લાગેછે, પણ મૃતસૂતક લાગતું નથી.

પૂર્વોક્ત ગર્ભસ્રાવ તથા ગર્ભપાતનું જે સૂતક તે સર્વવર્ણને સાધારણ છે.

સાત માસપછીથી તે પ્રસવ થાય ત્યાંસુધીમાં સાત પેઢીવાળા-સુધીના બ્રાહ્મણને દશ દિવસનું, ક્ષત્રિયને બાર દિવસનું, વૈશ્યને પંદર દિવસનુ, જનોઇવિનાના ક્ષત્રિય ને વૈશ્યને સોળ દિવસનુ, ને શુદ્રને એક માસનુ વૃદ્ધિસૂતક લાગેછે. સંકરજાતિને શુદ્રપ્રમાણે સૂતક લાગે-છે. ઓરમાન માને પિતાના જેટલું સૂતક લાગેછે. સાત માસથી તે પ્રસવકાળપર્યંતમાં જો મુએલું બચ્ચું અવતરે તોપણ તે સર્વને ઉપર પ્રમાણે વૃદ્ધિસૂતક લાગે, પણ મૃતસૂતક લાગે નહિ.

બાપને ઘેર પુત્રીને સુવાવડ થાય તો માતાપિતાને ત્રણ રાત્રિનુ અને સગા ભાઇને એક રાત્રિનું વૃદ્ધિસૂતક લાગે. સ્વામીના ઘરમાં સ્ત્રીને પ્રસવ થાય તો પિતાઆદિ પીયરવાળાને વૃદ્ધિસૂતક લાગે નહિ.

વૃદ્ધિસૂતકમાં સુવાવડી સ્ત્રીએ દશ દિવસસુધી ને પિતા તથા ઓરમાન માએ સ્નાન કરતાંસુધી ક્યાંઇ સ્પર્શ ન કરવો. મૃતસૂતકમાં-સર્વ સૂતકીને ક્યાંઇ સ્પર્શનો તથા સંક્ષેપસંધ્યાવિના બીજા કર્મનો અધિકાર નથી, અને વૃદ્ધિસૂતકમાં તેમને સ્પર્શનો બાધ નથી.

મૂળપુરુષથી આરંભી સાતમા પુરુષસુધીના વંશજોને સપિંડ જાણવા. આઠથી ચઉદ પેઢી લગીનાને સોદક, ને પંદરથી એકવીશ પેઢીલગીનાને સગોત્ર સમજવા. જ્યાં સપિંડને દશ રાત્રિનું મૃતસૂતક હોય ત્યાં સોદકને ત્રણ રાત્રિનું, ને સગોત્રને સ્નાનમાત્ર લાગે. આ-

દશમા ઇત્યાદિકના પિતાઇત્યાદિક જીવતા હોય તો તે આઠમાને દશ દિવસપર્યંત સૂતક, ને પિતાઇત્યાદિનું મરણ થયાપછી ત્રણ દિવસનુ સૂતક લાગે. બ્રાહ્મણની સુવાવડી સ્ત્રીને દશ દિવસનો અસ્પર્શ મટ્યાપછી જો પુત્ર અવતરેલો હોય તો વીશ દિવસસુધી અને કન્યા અવતરેલી હોય તો માસપર્યંત તેને કર્મનો અધિકાર નથી.

નાળછેદન કર્યાપહેલાં બાળક મરણ પામે તો માતાને દશ દિવસનુ, અને પિતાઆદિક સપિંડોને ત્રણ રાત્રિનુ માત્ર વૃદ્ધિસૂતક લાગે, ને નાળછેદન કર્યાપછી જો બાળક મરે તો સપિંડોને દશ દહાડાનુ માત્ર વૃદ્ધિસૂતક લાગે.

નાળછેદન કર્યાપહેલાં જાતકર્મસંસ્કારમાં તથા દાનમા પિતાને અધિકાર છે. એ રીતે તેને પાંચમે, છઠ્ઠે, અને દશમે દિવસે દાનમાં તથા જન્મદા ઇત્યાદિ દેવતાના પૂજનવિષે અધિકાર છે. તે દિવસે બ્રાહ્મણોને દાન લેવામાં દોષ નથી.

## મૃતાશૌચ. ( મૃતસૂતક. )

દશ દિવસપછી અને નામ પાડતાપહેલાં ( બ્રાહ્મણને ૧૧ મો, ક્ષત્રિયને ૧૩ મો, વૈશ્યને ૧૬ મો, ને શૂદ્રને ૩૧ મો દિન એ અનુક્રમે નામ પાડવાના દિવસ જાણવા. ) જો સંતતિનું મરણ થાય તો સાત પેઢીવાળાને સ્નાનમાત્ર લાગે. મરનાર પુત્ર હોય તો ત્રણ રાત્રિનુ ને કન્યા હોય તો એક દિવસનું માબાપને સૂતક લાગે.

નામ પાડયાપહેલાં મુએલા બાળકને દાટવાનો જ નિર્ણય છે. નામ પાડયાપછીના ત્રણ વર્ષસુગીના વાળ નહિ ઊતરાવેલા બાળકને દાટે અથવા બાળે બેમાંથી ગમે તેમ કરે, તોપણ જેને પૂરાં બે

વર્ષ થયાં નથી, તેને દાટવું એ મુખ્ય છે, ને પૂર્ણ બે વર્ષવાળા તથા તેથી વધારે વયવાળાને દાહ મુખ્ય છે. તેને શ્મશાનમાં ઉદકદાનાદિ ન આપવું. વસ્ત્ર તથા પુષ્પચંદનાદિવડે તેવાં પ્રેતને અલંકૃત તો કરવાં જ. નામ પાડયાપછી ને દાંત ઊગ્યાપહેલાં પુત્ર મરણ પામે ને જો તેને બાળે તો સાત પેઢીવાળાઓને **એક** દિવસનું મરણસૂતક લાગે, ને દાટે તો **સ્નાનમાત્રથી** શુદ્ધિ થાયછે, પણ માતાપિતાને તો તે બાળકને બાળે, કિંવા દાટે તોપણ **ત્રણ** રાત્રિનું સૂતક લાગેછે. કન્યા મરણ પામેલી હોય તો ત્રણ પેઢીઓના સબંધિઓને બેઉ પક્ષમાં ( બાળવા તથા દાટવાના ) **સ્નાનમાત્રથી** શુદ્ધિ થાયછે, અને માબાપને **એક** દિવસનું સૂતક લાગેછે.

જે સૂતકમાં પિતાને ત્રણ રાત્ર ત્યાં સપિંડોને એક રાત્ર, અને સગોત્રને સ્નાનમાત્ર, ને જે સૂતકમાં પિતાને એક રાત્ર ત્યાં સપિંડોને સ્નાનમાત્ર, તથા જ્યાં સપિંડોને દશ દહાડાનું સૂતક, ત્યાં સોદકોને ત્રણ રાત્ર સૂતક જાણવું.

દાંત ઊગ્યાપછી( જન્મ્યાપાછી લગભગ ૭ મા માસ )થી તે ત્રણ વર્ષપર્યંતના મરણ પામેલા પુત્રને બાળે કિંવા દાટે તો સાત પેઢીવાળાને **એક** દિવસનું અને માબાપને **ત્રણ** રાત્રિનું સૂતક લાગે, અને મરનાર કન્યા હોય તો ત્રણ પેઢીના સબંધિઓને **સ્નાનમાત્ર,** ને માબાપને **ત્રણ** રાત્રિનું સૂતક લાગે.

**પ્રથમ વર્ષપછીથી ત્રણ વર્ષની અવધિમાં** વાળ ઊતરાવેલા **પુત્રનું મરણ થતાં સાત પેઢીસુધીના પુરૂષોને ત્રણ** રાત્રિનું સૂતક લાગે. **એવા મૃત્યુ પામેલા બાળકને** બાળવો **જોઇએ, તથા તેના** શબ-

ની પાછળ પણ જતું જોઇએ. તેનાં દાહ અને તિલાંજલિ મંત્ર-રહિત કરવાં.

ત્રણ વર્ષની ઉપરાંતનો પુત્ર જનોઈ દીધાપહેલાં મરણ પામે તો પિતાથી માંડીને સાત પેઢીલગીના સર્વને ત્રણ દિવસનુ સૂતક લાગે. એવા પુત્રને ઉદકદાનાદિ બોલ્યાવિના આપવું. તેના વાળ ઊતરાવ્યા હોય તો પૃથ્વીપર મુગે મોઢે પિંડદાન દેવું.

દાંત ઊગ્યાસુધીમાં મરણ થનારના મૃત્યુથી બીજે દિવસે તેના સમાનવયવાળાઓને દૂધનું દાન કરવું ત્રણ વર્ષપર્યંત અથવા ચૌલ-પર્યંત તેના સમાનવયવાળાઓને ખીરનું દાન કરવું. ત્યારપછી ઉપ-નયનસુધી સૂતકની નિવૃત્તિ થયાપછી તેના સમાનવયવાળાઓને ભો-જનાદિકનુ દાન કરવું.

શૂદ્રને ઉપનયનને ઠેકાણે વિવાહ છે, એટલે ત્રણ વર્ષપછીથી વિવાહસુધી કિંવા વિવાહ ન થયો હોય તો સોળ વર્ષસુધીમાં શૂદ્રનુ મૃત્યુ થાય તો તેનુ ત્રણ દિવસનુ સૂતક, ને સોળ વર્ષપછી કિંવા વિવાહપછી જાતિનું સૂતક જાણવું.

ત્રણ વર્ષપછી અને વાગ્દાન થતાપહેલાં મરણ પામેલી કન્યા-નું ત્રણ પેઢીવાળાને એક દિવસનુ, અને માબાપને ત્રણ દિવસનુ સૂતક લાગે, તેનાં દાહાદિક મંત્રરહિત કરવાં.

વાગ્દાન( વેશવાળ )પછી અને લગ્નપહેલાં મરેલ કન્યાનું સાસરાના અને પીયરના બંને કુળમાં પિતાદિ સાત પેઢીઓના સર્વ-સંબંધિઓને ત્રણ દિવસનું સૂતક લાગે. તેનાં દાહાદિક પણ મંત્ર-વિના કરવાં.

જનોઇવિનાનો **પુત્ર** અથવા કુંવારી **કન્યા** મરે તો આઠથી ચૌદ પેઢીસુધીના માણુસોને સૂતક લાગતું નથી, માત્ર **સ્નાન** લાગેછે.

જનોઇ આપેલા **પુત્રનું** મરણ થાય તો સર્વ સપિંડોને (સાત પેઢીના પિત્રાઇઓને) પૂરું—બ્રાહ્મણને **દશ** દિવસનુ, ક્ષત્રિયને **બાર** દિવસનુ, વૈશ્યને **પંદર** દિવસનુ, ને શૂદ્રને (મરનાર પરણેલ હોય તો) **એક માસનું** સૂતક લાગે. સોદકને **ત્રણ** રાત્રિનુ સૂતક, ને સગોત્રને માત્ર **સ્નાન**જ લાગે. લોકવ્યવહારની સિદ્ધિમાટે પૂર્વોક્ત મરણમાં સર્વ સપિંડને સર્વવર્ણને સમાન દશ દિવસનુ સૂતક લાગે એવો પણ પક્ષ છે, તોપણ લોકવ્યવહારવિના નિત્યકર્માદિમાં તેનો ઉપયોગ નહિ કરતાં પોતાના વર્ણાનુસારનુ સૂતક પૂરું થયાપછી નિત્યકર્મમાં પ્રવૃત્તિ કરવી એમ જણાયછે.

પરણાવેલી **કન્યા** પિતાને ઘેર મરે તો માબાપને તથા સગાભાઇને **ત્રણ** રાત્રિનુ, અને કાકાઆદિ સર્વને એક દિવસનુ સૂતક લાગે.

પતિના ઘરમાં **સ્ત્રીનું** મરણ થાય તો તે સ્ત્રીનાં માબાપને **ત્રણ** રાત્રિનું સૂતક લાગે.

**માબાપના** મરણમાં પરણેલી પુત્રીને જે દશ દિવસલગીમાં તે જાણે તો **ત્રણ** રાત્રિનું, અને દશ દહાડાઉપરાંત કાળાંતરે એક વર્ષસુધીમાં જાણવામાં આવે તોપણ **પક્ષિણી**( ૧॥ દિવસ—એક અહોરાત્ર ને એક દિવસ )નું સૂતક લાગે. **દાદા** અને **કાકાના** મરણમાં પરણેલી કન્યાએ **સ્નાનમાત્ર** કરવું.

જનોઇવિનાના **પુત્રને** તથા કુંવારી **કન્યાને** માતાપિતાનું પૂરેપૂરું સૂતક લાગેછે, પણ મામાઆદિનું થોડું પણ સૂતક લાગતું નથી.

બેનને ઘેર **ભાઇનું** અને ભાઇને ઘેર **બેનનું** મરણ થાય તો જીવનાર ભાઇ કે બેનને **ત્રણ** રાત્રિનુ સૂતક લાગેછે, પોતપોતાને ઘેર કે બીજે ઠેકાણે મરણ પામે તો એક બીજાને **પક્ષિણી** સૂતક લાગેછે, ને બીજે ગામ મરણ પામે તો **એક** દિવસ સૂતક લાગેછે. ઓરમાન ભાઇબેનને તથા બેનોને પણ મરણપ્રસંગે ઉપર પ્રમાણે સૂતક જાણવું.

જનોઇવિનાનો **ભાઈ** મરે તો **બેનને** સૂતક લાગતું નથી. માત્ર **સ્નાન** લાગેછે.

જનોઇવિનાનો **મામો** મરે તો **એક** રાત્રિ સૂતક લાગે, ને જનોઇવાળા સગા તથા ઓરમાન **મામાનું** મરણ થતી વેળા ભાણેજ સમીપ હોય અથવા પોતે નાનપણમાં મામાસાથે રહી પછી જુદો રહેતો હોય તો તે મામાના મરણથી ભાણેજને **ત્રણ** દિવસનુ સૂતક લાગે. સમીપ ન હોય ને **પ્રથમથીજ** જુદો રહેતો હોય તો ભાણેજ તથા ભાણેજીને **દોઢ** દિવસનુ સૂતક લાગેછે. સગી **મામીના** મરણમાં ભાણેજનેને **પક્ષિણી**સૂતક લાગે. સાવકી મામીનુ સૂતક લાગે નહિ.

જનોઇ દીધેલો **ભાણેજ** મરે તો મામા તથા માસીને **ત્રણ** રાત્રિનુ સૂતક લાગે. જનોઇ દીધાવિનાનો **ભાણેજ** મરે તો તેમને **દોઢ** દિવસનુ સૂતક લાગે. **ભાણેજી** મરે તો માત્ર **સ્નાન** લાગે.

**માતામહ**—માનો બાપ—મરે તો દૌહિત્રને—દીકરીના દીકરાને—**ત્રણ** રાત્રિનું સૂતક લાગે, ને **માતામહી**—માની મા—મરે તો દૌહિત્રને **દોઢ** દિવસનું સૂતક લાગે. જનોઇ દીધેલો **દૌહિત્ર** મરે તો **માતામહ** તથા માતામહીને ત્રણ રાત્રિનું ને જનોઈ દીધાવિનાનો **દૌહિત્ર** મરે તો તેમને **દોઢ** દિવસનું સૂતક લાગે.

**સાસુસસરાના** મરણકાળે જમાઇ પાસે હોય તો તેને **ત્રણ** રાત્રિનું, પાસે ન હોય ને એ જ ગામમાં હોય તો **દોઢ** દિવસનુ, ને ને બહારગામ **હોય** તો **એક** અહોરાત્રનું સૂતક લાગે.

સ્ત્રી મરવાથી જેઓનો સબંધ નિવૃત્ત થયો હોય એવાં, ને જુદાં રહેનારાં **સાસુસસરો** મરણ પામે તો જમાઇને **દોઢ** અહોરાત્રનું સૂતક લાગે.

**જમાઈના** મરણમાં સાસુસસરાને **સ્નાનમાત્ર** લાગે, અથવા તો એક **અહોરાત્રનું** સૂતક લાગે. પોતાને ઘેર **જમાઇ** મરણ પામે તો **ત્રણ** રાત્રિ સૂતક લાગે.

**સાળો** કિંવા **સાળી** મરણ પામે તો બનેવીને **એક** અહોરાત્રનું સૂતક લાગે, જનોઇવિનાનો **સાળો** મરણ પામે તો માત્ર **સ્નાન** લાગે, સાળાનો **પુત્ર** મરે તો પણ સ્નાનમાત્ર લાગે, અને સાળાને **બનેવીના** મરણમાં માત્ર **સ્નાન લાગે.**

સગી **ફૂઇના મરણથી ભત્રિજાને દોઢ** અહોરાત્રનું સૂતક લાગે, **ને ઓરમાન ફૂઇના મરણથી તેમણે સ્નાનમાત્ર** કરવું.

બાઇનું છોકરું **એટલે ભત્રિજો કે ભત્રિજી** મરે તો ફૂઇએ માત્ર **સ્નાન** કરવું.

**માસીના** મરણમાં **ભાણેજને દોઢ** અહોરાત્રનું સૂતક લાગે. **ઓરમાન માની બેનના મરણમાં પણ તેટલું** જ સૂતક લાગે. માસી **તથા** ફૂઈ પોતાને **ઘેર મરણ પામે** તો **ત્રણ** દિવસનું સૂતક લાગે.

**ફૂઇના, માસીના, તથા મામાના પુત્રોને આત્મબંધુ** કહેછે, પિતાની ફૂઇના, પિતાની માસીના, તથા પિતાના મામાના પુત્રોને પિ-

**તૃબંધુ** કહેછે, ને માતાની ફઇના, **માતાની માસીના, તથા** માતાના મામાના પુત્રોને **માતૃબંધુ** કહેછે. આ ત્રણ પ્રકારના ઉપવીત પામેલા **બંધુઓમાંથી** કોઇ મરણ પામે તો **દોઢ** દિવસનુ **સૂતક** લાગે, ને મામાની, માસીની, કે ફઇની પરણેલી **કન્યા** મરણ પામે તો એક **અહોરાત્રનું** સૂતક લાગે, ને **કુંવારી** મરણ પામે તો **સ્નાન-માત્ર** લાગે.

પૂર્વોક્ત ત્રણ પ્રકારના બન્ધુમાંથી હરકોઇ જનોઇવિનાનો વા ગુ-ણહીન **બંધુ** મરણ પામે તો **એક** દિવસનુ સૂતક લાગે, જનોઇવાળો મરણ પામે તો **દોઢ** દિવસનુ, ને તે આપણે ઘેર મરણ પામે તો **ત્રણ** દિવસનુ સૂતક લાગે.

ફઇઇત્યાદિની કન્યાએ તો **બંધુત્રય** મૃત થયા છતાં **સ્નાન-માત્ર** કરવું.

દત્તક (ખોળે લીધેલો) **પુત્ર** મરે તો જન્મ આપનાર તથા ખોળે લેનાર માબાપોને **ત્રણ** અહોરાત્રનુ ને બેઉતરફના સપિંડોને **એક** દિવસનુ સૂતક લાગે.

દત્તક પુત્રોનાં બેઉ પક્ષનાં **માબાપમાંથી** કોઇ મરણ પામે તો દત્તકને **ત્રણ** રાત્રિનુ સૂતક લાગે. માતાપિતાનુ ઔર્ધ્વદેહિકકર્મ કીધુ હોય તો કર્મસબંધી **દશ** દિવસનુ સૂતક લાગે. દત્તકના **પુત્ર** તથા **પૌત્રનું** જન્મ કે મરણ થાય તો સપિંડોને વૃદ્ધિસૂતક કે મર-ણસૂતક **એક** અહોરાત્રનુ લાગે.

આ નિર્ણય સપિંડ અને સોદક કરતાં જુદો દત્તક લીધો હોય તો તેવિષે જાણવો.

સપિંડમાંથી પુત્ર **દત્તક** લીધેલ હોય તો તેના મરણમાં સર્વ સપિંડોને **દશ** દિવસનું સૂતક લાગે.

જનોઇ દઇ વેદ ભણાવે તેને કર્મકાંડની રીતે **આચાર્ય** કહેછે, ને વેદનો એક ભાગમાત્ર ભણાવે તેને **ઉપાધ્યાય** કહેછે. ગામમાં મૃત છતાં **આચાર્યનું**, **સ્માર્તકર્મ** ચલાવનારનું, તથા **મંત્રોપદેશ** કરનારનું સૂતક શિષ્યને **ત્રણ** રાત્રિનું, બીજે ગામે મૃત છતાં **દોઢ** દિવસનું, ને **આચાર્યના** સ્ત્રીપુત્રનું સૂતક **એક** દહાડાનું લાગે. ઉપાધ્યાયના મરણથી તથા વેદાંગ ભણાવનારના મરણથી શિષ્યને **એક** અહોરાત્રનું સૂતક લાગે. સંપૂર્ણ વેદ ભણાવનાર ગુરુ મૃત થાય તો **દોઢ** દિવસનું સૂતક લાગે.

જનોઇ આપીને વેદ ભણાવનાર ગુરુને તેવા **શિષ્યનું ત્રણ** દિવસનું સૂતક લાગે, ને બીજાએ જનોઇ દીધેલ હોય તો **એક** દિવસનું સૂતક લાગે.

સગુણનિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો તથા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપનાર લેનાર આચાર્યશિષ્યને પરસ્પર કોઇ પણ પ્રકારનું સૂતક લાગતું નથી, એમ જણાયછે.

સાત પેઢીમાંનો નહિ, તેમજ મૈત્રીઆદિ સંબંધવિનાનો, એવો કોઇ પણ અર્થસહિત વેદનું અધ્યયન કરનારો શ્રૌતસ્માર્તકર્મનિષ્ઠ શ્રોત્રિય જેના ઘરમાં મરણ પામે તે ઘરધણીને **એક** રાત્રિનું સૂતક લાગે. મૈત્રી તથા ઘરનું સમીપપણું ઇત્યાદિ સંબંધ હોય તો **ત્રણ** રાત્રિનું, ને એમાંથી એક સબંધ હોય તો **દોઢ** દિવસનું સૂતક લાગે.

સાથે **વેદાધ્યયન** કરનારનું મરણ થાય તો **દોઢ** દિવસનું ને પોતાના વર્ણમાંનો **મિત્ર** મરે તો **એક** દિવસનું સૂતક લાગે.

પોતાને જુદે ઘેર ઉદાસીન **અસપિંડનું** મરણ થાય તો **એક** દિવસનું, ને રેણાકના ઘરમાં તેનું મરણ થાય તો **ત્રણ** દિવસનું સૂતક લાગે.

જેનું થોડું પણ સૂતક લાગે તેવાનું મરણ પોતાને ઘેર થાય તો **ત્રણ** દિવસનું સૂતક લાગે.

ગામનો કિંવા દેશનો **અધિપતિ** મરણ પામે તો **સજ્યોતિ** ( દિવસે મરે તો રાત્રિસુધી ને રાત્રે મરે તો દિવસસુધી ) સૂતક લાગે.

**વાનપ્રસ્થ, સંન્યાસી**, તથા **નપુંસક** એમાંનો કોઇ મરે તેમજ રણસગ્રામમાં જે કોઇ મરે તેમના **સપિંડોને સ્નાનમાત્ર** લાગે.

## અતિક્રાંતાશૌચ.

વૃદ્ધિસૂતક કહેલા દિવસ વિત્યાપછી લાગતું નથી, માત્ર પિતાને દેશાંતરવિષે કાળાંતરમાં પણ **સ્નાન** લાગેછે.

જેનું ત્રણ દિવસ સૂતક લાગે તેના મરણના ખબર ત્રણ દિવસપછી પડે તો સૂતક લાગતું નથી. માત્ર સ્નાન લાગે. ત્રણ દિવસની અંદર જાણવામાં આવે તો અધુરું રહેલું સૂતક પાળવું જોઇએ.

જેનું પૂરું સૂતક લાગે તેવાના જન્મમરણના વર્તમાન જાણ્યાપછી બાકી રહેલા દિવસ પાળવાથી શુદ્ધિ છે.

માતાપિતાના મરણસમયે પુત્ર દૂરદેશમાં હોય ને વર્ષપછીથી પણ પુત્ર માબાપના મરણની વાત સાંભળે તો તે દિવસથી પાછું ફરી તેને પૂરું મૃતસૂતક પાળવું પડે. પત્ની તથા પતિના મરણમાં પણ પરસ્પરમાં ઉપરનો નિયમ છે, તથા શોક્યના મરણમાં શોક્યમાટે પણ તેજ નિયમ છે.

ઓરમાન માના મરણની વાત વર્ષપછી સાંભળવામાં આવે તો ઓરમાન પુત્રને ત્રણ અહોરાત્રનું સૂતક લાગે.

ઔરસ પુત્રના મરણના વર્તમાન વર્ષપછી જાણ્યામાં આવે તો માતાપિતાને ત્રણ અહોરાત્રનું સૂતક લાગે.

એક દેશમાં કોઇ સપિંડનું મરણ દોઢ માસસુધીમાં સાંભળવામાં આવે તો ત્રણ રાત્રિનું, ૭ માસસુધીમાં સાંભળે તો દોઢ દિવસનું, ને વર્ષસુધીમાં સાંભળે તો એક રાત્રિનું સૂતક લાગે; તદુપરાંત માત્ર સ્નાન લાગે.

પરદેશમાં (બ્રાહ્મણને વીશ યોજનથી પર, ને ક્ષત્રિય, વૈશ્ય, ને શૂદ્રને ક્રમથી ચોવીશ, ત્રીશ, તથા સાઠ યોજનથી પર પરદેશ જાણવો.) સાત પેઢીવાળામાંથી કોઇનું મરણ ત્રણ પખવાડીઆલગીમાં સાંભળ્યામાં આવે તો ત્રણ રાત્રિનું, ૭ માસસુધીમાં જાણવામાં આવે તો દોઢ દિવસનું, નવ માસપર્યંત એક દિવસનું, ને વર્ષપર્યંત જાણવામાં આવે ને તે જો દિવસે સાંભળે તો સાંજસુધી ને રાતે સાંભળે તો પ્રાતઃકાળસુધી મૃતસૂતક લાગે. વર્ષપછી જાણવામાં આવે તો સ્નાનમાત્રથી શુદ્ધિ જાણવી.

પૂર્વોક્ત અતિક્રાંતાશૌચ સર્વ વર્ણને સાધારણ છે.

એક ગોત્રસંબંધી જે જન્મમરણનાં અતિક્રાંતાશૌચ તે સ્ત્રીપુરુષ બેઉએ પાળવાં, પરંતુ બેન ને મામાઆદિ સંબંધનાં નોખાં નોખાં ગોત્રનાં જેટલાં સૂતક છે, તેટલાં સ્ત્રીપુરુષમાંથી જેના સંબંધમાં હોય તે પાળે એટલે પુરુષના સંબંધીનું પુરુષે અને સ્ત્રીનાં સગાંનું સ્ત્રીએ સૂતક પાળવું, બંનેને પાળવાની આવશ્યકતા નથી.

જન્મમરણના સૂતકના સંબંધમાં સૂર્યોદય થતાપહેલાં પૂર્વદિન અને સૂર્યોદયની ઉપરાંત ઉત્તરદિન એવી વ્યવસ્થા આ દેશમાટે જાણવી.

જન્મમાં તથા જનોઇરહિતના મરણમાં અતિક્રાંતસૂતક નથી.

## સંપાતાશૌચ—એક સૂતકમાં બીજા સૂતકનું પડવું.

દશ દિવસનું મૃતાશૌચ ચાલતું હોય તેમાં બીજું દશ દિવસનું કે તેથી ઓછું મૃતસૂતક આવી પડે તો તે પ્રથમના ચાલતા સૂતકના બાકી રહેલા દિવસસાથે ઊતરી જાયછે.

દશ દિવસનું વૃદ્ધિસૂતક ચાલતું હોય તેમાં દશ દહાડાનું કે તેથી ઓછું વૃદ્ધિસૂતક આવી પડે તો તે પ્રથમના સૂતકના બાકીના દિવસ પૂરા થતાં ઊતરી જાય.

વૃદ્ધિસૂતક ચાલતું હોય તેમાં દશ દિવસનું કે તેથી ઓછું મૃતસૂતક આવી પડે તો તે પ્રથમના વૃદ્ધિસૂતકસાથે ઊતરે નહિ, પરંતુ તે પ્રથમના બાકી રહેલ વૃદ્ધિસૂતકની આવી પડેલા મૃતસૂતકની સાથે સમાપ્તિ થાય.

ત્રણ દિવસના કે તેથી ઓછા દિવસના મૃતસૂતક કે વૃદ્ધિસૂતકમાં દશ દિવસનું મૃતસૂતક કે વૃદ્ધિસૂતક પડે તો તેની પૂર્વના મૃતસૂતક કે વૃદ્ધિસૂતકસાથે શુદ્ધિ થાય નહિ.

દશ દિવસના કે ત્રણ દિવસના મૃતસૂતકમાં બરોબરનું કે તેથી ઓછું વૃદ્ધિસૂતક આવી પડે તો પૂર્વના મૃતસૂતકસાથે તે ઊતરી જાય.

પ્રથમ સૂતક ચાલતું હોય તેમાં બીજું સૂતક પડે પણ તે સૂતક જાણવામાં આવેલું ન હોય ને તે પ્રથમના સૂતકની અંતે જાણવામાં આવે તો પછી તે પૂર્ણ પાળવું જોઇએ. પહેલા ચાલતા દશ

દિવસના સૂતકની છેલ્લી રાત્રિમાં દશ દહાડાનું વૃદ્ધિસૂતક આવી પડે તો તે રાત્રિ અને આવતો દિવસ પ્રથમના સૂતકમાં એટલે સૂતકની છેવટમાં વધારવાથી સૂતક ઊતરે.

દશ દિવસના સૂતકની છેલ્લી રાત્રિના ચોથા પહોરમાં દશ દિવસનું બીજું સૂતક પડે તો ત્રણ દિવસ અધિક પાળવાથી સૂતક ઊતરી જાય.

ત્રણ દિવસનાં કે તેથી ઓછા સમયનાં સૂતક શેષરાત્રિએ આવી પડે તો તે પ્રથમના સૂતકસાથે ઊતરી જાય.

પ્રથમના જે સૂતકમાં બે ત્રણ દહાડા વધારવાના કહેલા હોય તે વધારેલા દિવસમાં વળી બીજું મોટું સૂતક પડે તો તેની પૂર્વની સાથે શુદ્ધિ થાય નહિ, કારણ કે ઓછાં અથવા બરાબરનાં સૂતક પૂર્વના મોટા સૂતકસાથે ઊતરી જાય, પરંતુ ઓછામાં અધિક પડેલું સૂતક ઊતરે નહિ.

સપિંડના ચાલતા સૂતકમાં માતાપિતા કે પતિનું પડેલું મૃતસૂતક ચાલતા સૂતકની સાથે ઊતરે નહિ, તે જુદું પાળવું પડે.

માતાના મરણસૂતકમાં પિતાનું મરણસૂતક આવી પડે તો પિતાનું સંપૂર્ણ મૃતસૂતક પાળવાથી શુદ્ધિ છે. બીજાં આવી પડેલ સૂતકો તો માના સૂતકની સાથે ઊતરી જાયછે.

પિતાના મૃતસૂતકમાં માતાનું મરણસૂતક પ્રથમના સૂતકના દશમા દિવસની રાત્રિપહેલાં આવે તો તે આવવાથી પિતાનું મૃતસૂતક સંપૂર્ણ પાળીને બીજું દોઢ દિવસનું વિશેષ સૂતક પાળવું, ને બાપના સૂતકના દશમા દહાડાની છેલ્લી રાત્રિના ચોથા પહોરમાં માતાનું મરણ

થાય તો બે કિંવા ત્રણ દિવસ વધારે સૂતક પાળવું, પણ તેમાં બાપનુ એકાદશાહ શ્રાદ્ધ સારવાનો બાધ નથી. આ વિનાનાં બીજાં આવી પડેલાં સૂતકો પિતાના સૂતકની સાથે ઊતરી જાયછે.

સુવાવડી સ્ત્રી, આગ મૂકનાર, અને મરનારના પુત્રો તેઓને લાગેલું સૂતક પ્રથમના સૂતકમાં આવી પડે તો તે પ્રથમના સૂતકસાથે ઊતરે નહિ, તે પછીથી પડેલું સૂતક પણ સપૂર્ણ પાળવું પડે.

વૃદ્ધિસૂતકમાં મૃતસૂતક પડે તોપણ પિંડદાન દેવાનો બાધ નથી, તેમજ મૃતસૂતકમાં વૃદ્ધિસૂતક પડે તો તેમાં બાળકને જાતકર્માદિ સંસ્કાર તે વેળા અથવા મૃતસૂતક ઊતાર્યાપછી કરવા.

## સંસર્ગાશૌચ.

સપિંડ કે સોદકવિનાના સજાતીય શબને દિવસે અડકે તો રાત્રે તારા જોવાથી શુદ્ધિ થાય, ને જો રાત્રે અડકે તો સવારે સૂર્યનુ દર્શન કરવાથી શુદ્ધિ થાય. હીનવર્ણના શબનો સ્પર્શ થવાથી વિશેષ સૂતક પાળવું. સૂતકીનું અન્ન જમવાથી તથા તેના ઘરમાં રહેવાથી મરનારના સંબંધીજેટલું મૃતસૂતક લાગે. આ સૂતકમાં નિત્યકર્મનો અધિકાર છે, માત્ર અન્યને સ્પર્શ ન કરવો. આ સંસર્ગસૂતકવાળાનાં સ્ત્રી પુત્રાદિને તથા અન્નાદિ પદાર્થને મરણસૂતકનો સંબંધ નથી.

પ્રીતિવડે સવર્ણના શબને ઉચકે, તેના ઘરનું અન્ન જમે, અને મરનારના ઘરમાં રહે તો તેને પૂરું સૂતક લાગે. મરનારનું અન્ન ન જમે પણ માત્ર તેના ઘરમાં રહે તો ત્રણ દિવસનું સૂતક જાણવું. મરનારના ઘરમાં ન રહે, તેનું અન્ન ન જમે, પણ માત્ર તેનું શબ ઊચકે તો તેને એક દિવસનું મૃતસૂતક લાગે. બીજા ગામના શબને ઊ-

પાડી પોતે બીજે ગામ જઇ વાસ કરે તો એક દિવસ સૂતક લાગે.

મૂલ્ય લઇને સવર્ણનું પ્રેત ઉચકે અને બાળે તો મરનારની જાતિવાળાને જેટલું મૃતસૂતક લાગે તેટલું તેને પણ લાગે. બીજી જાતિ પ્રેતને ઉચકે તથા બાળે તો તેને મરનારની જાતિનું સૂતક લાગે, ને જો મૂલ્ય લઇને બીજી જાતિના શબને ઊપાડે તથા બાળે તો તેને મરનારની જાતિવાળાથી બમણું સૂતક લાગે.

સોદક(આઠમી પેઢીથી ચૌદમી પેઢીસુધી)ના શબને ઊપાડે તો દશ દહાડાનું સૂતક લાગે.

અસપિંડ એટલે સાત પેઢીમાંના નહિ એવા પ્રેતને અજાણતાં વસ્ત્રાદિ પહેરાવે તો એક દિવસના ઉપવાસથી શુદ્ધિ થાય. ઉપવાસ કરવા અશક્ત હોય તો સ્નાનમાત્ર કરે. જાણીને એવા શબને વસ્ત્રાદિ પહેરાવે તો પાદકૃચ્છ્ર ( પાકૃચ્છ્ર ) પ્રાયશ્ચિત્ત કરે.

પોતાની જાતિનો કોઇ અનાથ ( જેને કોઇ કરનાર નથી એવો ) બ્રાહ્મણ મરી જાય તેના પ્રેતને પરમાર્થબુદ્ધિએ જે ઉચકે, બાળે, અને ક્રિયા કરે તેને અનંત ફળની પ્રાપ્તિ થાય, ને તેને સ્નાનમાત્રથી શુદ્ધિ છે. તેણે વિશેષ શુદ્ધિમાટે સ્નાન કર્યાપછી પ્રાણાયામ તથા અગ્નિસ્પર્શ કરવો.

ધર્મને અર્થે અનાથ શૂદ્રના શબને જે બ્રાહ્મણો ઊપાડે તે બ્રાહ્મણોને એક દિવસનું સૂતક લાગે.

સવર્ણના મામા, માસી, ને ફૂઇઆદિ સંબંધીના અનાથ પ્રેતને ધર્માર્થે ઊપાડે, બાળે, ને ક્રિયા કરે તો તેને ત્રણ રાત્રિનું મૃતસૂતક લાગે.

સપિંડના પ્રેતપાછળ સ્મશાન જવામાં અને અનાથ એવા અસપિંડની પાછળ સ્મશાન જવામાં તથા ક્રિયા કરવામાં દોષ નથી.

સમાનવર્ણના કે ઉંચવર્ણના પ્રેતપાછળ સ્મશાન જાય તો સ્નાન તથા અગ્નિસ્પર્શ કરી થોડું ઘી ખાઇ પુનઃ સ્નાન તથા પ્રાણાયામ કરવાથી શુદ્ધ થાય.

બ્રાહ્મણ ક્ષત્રિયના શબની પાછળ સ્મશાન જાય તો એક દિવસનુ, વૈશ્યના શબની પાછળ જાય તો દોઢ દિવસનુ, અને શૂદ્રના શબની પાછળ જાય તો ત્રણ રાત્રિનું સૂતક લાગે, અને શુદ્ધિને માટે આગળની પેઠે સ્નાનાદિ કરવા.

ધર્મને માટે અનાથ શબની પાસે જવામાં દોષ નથી.

બ્રહ્મચારીને સપિંડવાળાનુ પણ સૂતક ન લાગે, તેમ બીજા કોઇનુ શબ ઉચકવાનો, અગ્નિદાહ કરવાનો, તથા ઉત્તરક્રિયા કરવાનો તેને અધિકાર નથી, માત્ર પોતાનાં માબાપ, આચાર્ય, ઉપાધ્યાય, ને માતામહાદિનાં શબ ઉચકવામાં, અગ્નિદાહ કરવામાં, ને ઉત્તરક્રિયા કરવામાં બાધ નથી. તેમાં દશ દિવસ અસ્પર્શ રહેવું એજ સૂતક. એ દશ દિન સંધ્યા તથા અગ્નિસેવાદિ કર્મનો તેને અધિકાર છે. માતાપિતાદિના સૂતકમાં પણ બ્રહ્મચારીએ સૂતકીનુ અન્ન ખાવું નહિ, તથા સૂતકીનો સ્પર્શ કરવો નહિ. જો બ્રહ્મચારી પોતાના પિતાઆદિનું અંત્યકર્મ ન કરે તો તેઓનું મૃતસૂતક પણ બ્રહ્મચારીને ન લાગે. પિતાઇત્યાદિનો દાહમાત્ર કરે તો એક દિવસનુ સૂતક લાગે.

જનોઇ આપ્યાપછી ને સમાવર્તનસંસ્કાર–બ્રહ્મચર્યવ્રત પુરુ કર્યા–પહેલાં સૂતક પડે તો તે સમાવર્તનસંસ્કાર કર્યાપછી પ્રથમ મરી ગયેલાનું બ્રહ્મચારીએ ત્રણ દિવસ સૂતક પાળવું.

જેણે જીવિતક્રિયા કરી હોય તેણે કોઇ સંબંધીનું સૂતક પાળવું નહિ.

વાનપ્રસ્થ, સન્યાસી, ને પતિત એમણે કોઇનુ સૂતક પાળવું નહિ, તેમ તેઓનુ, રાજાએ મૃત્યુશિક્ષા કરેલાનુ, આત્મહત્યા કરનારનુ, વ્યભિચારી હોવાથી તે સ્ત્રીના પતિઇત્યાદિકે મારેલાનુ, વીજળી પડવાથી મરેલાનુ, બીજાએ ના પાડ્યા છતાં ગર્વથી નદી તરતાં ઝાડઉપર ચઢતાં તથા કૂવાઆદિમાં ઊતરતાં મરેલાનુ, સિંહ સર્પ હાથી શૂકર ચોર બ્રાહ્મણ ને ચાંડાલઇત્યાદિકે મારેલાનું, મહાપાપીનુ, મહાપાપીના સંસર્ગીનુ, મહાપાપીના જેવા પાપીનું, તથા પાપી સ્ત્રિઓનું સૂતક બીજા કોઇએ પણ ન પાળવું. માતા તથા પિતા મૃત થાય તો સન્યાસી તથા બ્રહ્મચારીએ વસ્ત્રસહિત સ્નાનમાત્ર કરવું.

સવર્ણના પ્રેતસંબંધી અથવા પોતાનાથી ઉચ્ચવર્ણના પ્રેતસંબંધી ઉત્તરક્રિયા કરનારને મરનારની જાતિના સપિંડપ્રમાણે સૂતક લાગે, ને તે સૂતક પાળ્યાપછી ત્રણ કૃચ્છ્ર કરે ત્યારે શુદ્ધ થાય, પણ ધર્માર્થે તેમ કરવામાં દોષ નથી.

સ્નેહાદિવડે સવર્ણનો દાહમાત્ર કીધા છતાં તથા તેને ઘેર નિવાસ કીધા છતાં ત્રણ રાત્રિ સૂતક પાળવું, અને તેનું અન્ન ભક્ષણ કર્યું હોય તો દશ રાત્રિ સૂતક પાળવું. દાહ તથા અન્નભક્ષણનો અભાવ હોય તો એક દિવસનું સૂતક પાળવું.

પોતાનાથી ઊતરતી વર્ણના પ્રેતની ઉત્તરક્રિયા કરનારે મરનારના સપિંડજેટલું સૂતક પાળી બમણાં કિંવા ત્રમણાં કૃચ્છ્રત્રય કરવાં એટલે શુદ્ધિ થાયછે. મૂલ્ય લઇને હીનવર્ણવાળાનો દાહાદિ કર-

વાથી બમણું આશૌચ પાળવું પડેછે, ને પ્રાયશ્ચિત્ત પણ બમણું કરવું પડેછે. દ્વિજે શૂદ્રનાં દાહાદિ બનતાંસુધી ન કરવાં.

## રજોદર્શન.

સ્ત્રીને જે સત્તર દિવસસુધીમાં ફરી રજોદર્શન થાય તો સ્નાનમાત્રથી શુદ્ધિ, તે ઉપરાંત અઢાર દિવસસૂધીમાં રજોદર્શન થાય તો તે સ્ત્રીએ એક રાત્ર અસ્પર્શ પાળવો, ઓગણીશમે દિવસે બે દિવસ, ને વીશ કે તે ઉપરાંતના દિવસોમાં રજસ્વળા થનારી સ્ત્રીએ ત્રણ દિવસ ક્યાંઇ અડકવું નહિ.

જે સ્ત્રીને હમેશાં ઘણું કરીને વીશ દિવસની પહેલાં રજોદર્શન થતું હોય તેવી સ્ત્રીએ દશ દિનમાં રજોદર્શન થાય તો સ્નાનમાત્ર કરવું, અગિયારમે દિવસે રજસ્ દેખાય તો એક રાત્ર, બારમે દિવસે દેખાય તો બે રાત્ર, ને તેરમે દિવસે કે તે ઉપરાંતના દિવસે રજોદર્શન થાય તો ત્રણ દિવસ અસ્પર્શ રહેવું.

## સંકીર્ણ.

રોગી, કૃપણ, દેણદાર, વ્યાવહારિક કે પારમાર્થિક કાંઇ કૃત્ય નહિ કરનાર, વિદ્યાહીન, વિષયી, દુર્વ્યસની, પરાધીન, શાસ્ત્રોક્તવિધિમાં શ્રદ્ધાવિનાનો, અને શાસ્ત્રોક્તનિષેધમાં ત્યાગવિનાનો એ સર્વને તે તે સ્થિતિ ન મટે ત્યાંસૂધી સૂતકી ( મલિનચિત્તવાળા ) જાણવા.

ત્રણ દિવસનાં, દોઢ દિવસનાં, કે એક દિવસનાં, તથા અતિક્રાંત સૂતક સર્વવર્ણને સમાન છે. પૂરા સૂતકમાંજ બ્રાહ્મણાદિના દિવસોની સંખ્યા ભિન્ન છે.

મૃતમનુષ્યના મરણસૂતકને છેલ્લે (દશમે) દિવસે પુત્રાદિકોએ

મૂછનખનું મુંડનાદિ કરાવવું. માતા, પિતા, ને પરમગુરુના ( કુળના આચાર્યના ) સૂતકમાં પુત્રાદિકોએ મૂછમુંડનાદિ અવશ્ય કરાવવું. વળી પોતાનાથી મોટી વયના મનુષ્યના મરણમાં નાની વયવાળાએ ક્ષૌર કરાવવું.

રાજા, રાજસેવક, શિલ્પી, ચિત્રકાર, અને વૈદ્યઇત્યાદિ જનો માત્ર સ્નાનથી શુદ્ધ થાયછે. બ્રાહ્મણોને મધુપર્કવડે પૂજા થયાપછી તે કર્મ કરવામાં સૂતક નથી.

ગોત્રી કે પરગોત્રી, સ્ત્રી કે પુરુષ, જે પ્રેતની પ્રથમ દિને ક્રિયા કરે તેજ દશ દિવસના સૂતકને અંતે ક્રિયા કરે, બીજાથી ન કરાય.

પ્રેતનો દાહ કર્યાપછી પહેલે, ત્રીજે, સાતમે, કે નવમે દિવસે અસ્થિસંચયન ( હાડકાં એકઠાં કરવાં—ફૂલ રાખવાં ) કરવામાં આવે-છે. તે ફૂલ ગંગાદિ પવિત્ર તીર્થોમાં પધરાવવાં જોઇએ.

વિવાહ, ઉત્સવ, અને યજ્ઞના ચાલતા પ્રસંગમાં સૂતક પડે તો તેનો બાધ ન ગણતાં પૂર્વેનું કાર્ય ચાલુ રાખવું.

વૃદ્ધિસૂતકવાળાનો વૈદિક તથા સ્માર્તકર્મના સમયવિના બીજે સમયે સ્પર્શ થાય તો બાધ નથી, પણ મૃતસૂતકવાળાઓનો અન્ય સમયે પણ સ્પર્શ કરવો યોગ્ય નથી.

ગામમાં જ્યાંસુધી શબ પડયું હોય ત્યાંસુધી ગામને સૂતક છે, નગરમાં સૂતક નથી. ઘેર ગાયઆદિ પશુ મરે તો જ્યાંસુધી તે પશુનું શબ રહે ત્યાંસુધી સૂતક છે.

બ્રાહ્મણને ઘેર કૂતરું મૃત થયાં છતાં તે ઘરને દશ રાત્રિ સૂતક, શૂદ્ર મૃત થયા છતાં માસપર્યંત સૂતક, પતિત મૃત થયાં છતાં

બે માસપર્યંત સૂતક, ને મ્લેચ્છાદિક મૃત થયા છતાં ચાર માસ સૂતક જાણવું.

ઘેર જન્મેલો, વેચાતો લીધેલો, કરજ આપી છોડાવેલો, તથા કોઈ તરફથી મળેલો, ઇત્યાદિ પ્રકારના દાસે ધણી મૃત થયા છતાં પોતાની જાતિનું સૂતક પાળવું.

જેને જેટલો કાળ સૂતકનો કહ્યો છે, તેટલો કાળ સૂતક પાળ્યા-પછી સ્નાનવડે તે શુદ્ધ થાયછે, સ્નાન કર્યાવિના માત્ર તેટલો કાળ વ્યતીત કરવાથી જ શુદ્ધિ થતી નથી.

સૂતકમાં સ્વસ્ત્રીનો પણ ત્યાગ સેવવો. અન્ત્યકર્મ કરનારાએ અ-સ્થિસંચયનથી પહેલાં સ્ત્રીસંગ કર્યો હોય તો ચાંદ્રાયણનું ને અસ્થિ-સંચયનપછી સંગ કર્યો હોય તો ત્રણ પ્રાજાપત્યનું પ્રાયશ્ચિત્ત કરવું. બીજા મૃતાશૌચવાળાઓએ અસ્થિસંચયનથી પહેલાં સ્ત્રીસંગ કર્યો હોય તો ત્રણ રાત્રિ ઉપવાસ કરવા, ને અસ્થિસંચયનપછી એક રાત્રિ ઉપ-વાસ કરવો.

બીજા ગોત્રવાળો આપત્તિકાળવિના જાણીને એક વાર પણ સ-તકીનું રાંધેલું અન્ન જમે તો જે દિવસે તે જમે તે દિવસથી તેણે જેટલા દિવસસુધી તેનું સૂતક બાકી હોય તેટલા દિવસસુધી સૂતક પાળવું. સૂતકને અંતે બ્રાહ્મણે સાંતપન પ્રાયશ્ચિત્ત કરવું. અજાણમાં જમાયું હોય તો તે અન્ન પચે ત્યાંસુધી સૂતક ને એક રાત્રિ ઉપ-વાસ તથા દશ પ્રાણાયામ કરવા. આપત્તિકાળે અજાણમાં ભોજન થયું હોય તો તે દિવસે સૂતક પાળી એક પ્રાણાયામ કરવો. આપત્તિકાળ-માં જાણીને ભોજન કરવાથી ત્રણ વાર અઘમર્ષણ તથા ૧૦૦૮ ગા-યત્રીમંત્રનો જપ કરવો. વૃદ્ધિસૂતકમાં આથી ઓછું પ્રાયશ્ચિત્ત જાણવું.

સૂતકીએ સ્પર્શ કરેલું બીજાનું અન્ન જાણીને જમે તો કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું.

સૂતકીનું કાચું અન્ન ગ્રહણ કરવાથી અર્ધ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું પડે, સૂતક ન લાગે. દાતા તથા ભોક્તા એ બંનેને અજ્ઞાત વૃદ્ધિસૂતક તથા મૃતસૂતક હોય છતાં દોષ નથી. દાતાને તેનું જ્ઞાન ન છતાં ભોક્તાને જ્ઞાન હોય તો ભોક્તાને પૂર્ણ પ્રાયશ્ચિત્ત, ને દાતાને જ્ઞાન છતાં ભોક્તાને તે વિષેનું જ્ઞાન ન હોય તો અલ્પ પ્રાયશ્ચિત્ત. ભોજનનાં નિમિત્તથી સૂતક હોય તેમાં કર્મનો લોપ નથી.

જેણે પ્રથમ પ્રાયશ્ચિત્તનો આરમ્ભ કર્યો હોય તેને પ્રાયશ્ચિત્ત કરતી વેળા સૂતક નથી, પ્રાયશ્ચિત્તની સમાપ્તિપછી તેણે ત્રણ રાત્રિ અતિક્રાંતસૂતક પાળવું. કર્મનું અંગભૂત નાંદીશ્રાદ્ધ કર્યું હોય તેને તે કર્મની સમાપ્તિપર્યંતમાં તે કર્મનાં ઉપયોગી કાર્યવિષે પીડાત્યાદિક છતાં સૂતક નથી. વૃદ્ધિસૂતકવાળાને તથા મૃતસૂતકવાળાને મરણસમય પ્રાપ્ત થયે સૂતક નથી, તેથી દાનાદિક તથા મરનારને આતુરસન્યાસ પણ થાયછે. દેશમાં યુદ્ધાદિ મોટી પીડા થાય વા દુકાળ પડે તો તેમાં તેજ સમયે શુદ્ધિ, ને તે આપત્તિ દૂર થયાપછી જે સૂતક શેષ રહેતું હોય તો તે શેષ રહેલું સૂતક પાળવું.

અન્નસત્રવાળાને અન્નના દાનમાં સૂતક નથી. દાન લેનારને કાચું અન્ન લેવામાં દોષ નથી, રાંધેલું અન્ન જમે તો ત્રણ રાત્રિ દૂધ પીને રહેવું જોઇએ.

પ્રથમ ગ્રહણ કરેલા અનંતવ્રતાદિક, એકાદશીઇત્યાદિ, અને આરંભ કરેલાં કૃચ્છ્રાદિ વ્રતમાં સૂતક નથી. તેમાં સ્નાનાદિ શરીરસંબંધી

નિયમો પોતે કરવા, ને પૂજાદિક અન્યદ્વારા કરાવવાં. બ્રાહ્મણભોજનાદિક સૂતક ગયાપછી કરવું.

જેણે યજ્ઞદીક્ષા ગ્રહણ કરી છે તેને, દીક્ષણીય ઇષ્ટિ થયાપછી યજ્ઞાંતસ્નાનપર્યંત યજ્ઞકર્મમાં સૂતક નથી. દીક્ષિતે અને ઋત્વિજે કર્મના મધ્યમાં સ્નાનમાત્ર કરવું. કર્મની સમાપ્તિ થયાપછી ત્રણ રાત્રિ સૂતક પાળવું. રોગભય, તથા રાજભય ઇત્યાદિના નાશમાટેના શાન્તિકર્મમાં સૂતક નથી. જેનું કુટુંબ ભૂખે પીડાતું હોય તેને દાન લેવામાં સૂતક નથી. વિસ્મૃતિવાળાને શાસ્ત્રના અધ્યયનમાં તથા વૈદ્યને નાડીસ્પર્શમાં સૂતક નથી.

મૂર્તિની પ્રતિષ્ઠા, ચૌલ, ઉપનયન, વિવાહાદિક ઉત્સવ, તળાવાદિનો ઉત્સર્ગ, કોટિહોમ, ને તુલાપુરુષનુ દાન ઇત્યાદિ કર્મમાં નાંદીશ્રાદ્ધ થયાપછી સૂતક નથી. પ્રથમ સંકલ્પ કરેલા પુરશ્ચરણનો જપ તથા અંતરાયવિના સંકલ્પ કરેલું હરિવંશનુ શ્રવણાદિક એ વિષે બીજો ઉપાય ન હોય તો પ્રારંભપછી સૂતક નથી.

વિવાહાદિમાં નાંદીશ્રાદ્ધપછી સૂતક પ્રાપ્ત થતાં પ્રથમ સંકલ્પ કરી રાખેલું અન્ન અસગોત્રવાળાએ દેવું, તથા ભક્ષણ પણ કરવું. સૂતકીએ દેનારનો, ભોજન કરનારનો, તથા સિદ્ધ કરેલાં અન્નનો સ્પર્શ કરવો નહિ. વિવાહાદિ કાર્યમાં તથા અન્ય સમયમાં બ્રાહ્મણ ભોજન કરતાં છતાં દાતાને સૂતક પ્રાપ્ત થાય તો પાત્રઉપર પીરસેલાં અન્નનો ત્યાગ કરી બીજાના ઘરના જળવડે આચમન લેવું.

પાર્થિવ શિવલિંગની પૂજામાં તથા સંક્રાંતિસંબંધી તથા ગ્રહણસંબંધી સ્નાનદાનાદિમાં સૂતક નથી, તથા નિત્ય કરવાના એવા સ્નાન, આચમન, ભોજન, નિયમ, ને સ્પર્શને અયોગ્યનો સ્પર્શ ઇત્યાદિ નિ-

યમમાં સૂતક નથી. વૈશ્વદેવ બ્રહ્મયજ્ઞ ને દેવપૂજા ઇત્યાદિ નિત્યકર્મ, નૈમિત્તિકકર્મ, તથા કામ્યકર્મ એ સૂતકમાં કરવાં નહિ. ભોજનકાળે સૂતક ઉપજાવનાર જનન તથા મરણ સાંભળ્યા છતાં મોઢામાંનો ગ્રાસ કાઢી સ્નાન કરવું. મોઢામાંનો ગ્રાસ ભક્ષણ કરવામાં આવે તો એક ઉપવાસ કરવો. સઘળુ અન્ન ભક્ષણ કરવામાં આવે તો ત્રણ રાત્રિ ઉપવાસ કરવા.

ફૂલ, ફળ, મૂળ, મીઠું, મધ, શાક, ઘાસ, કાષ્ઠ, જળ, દૂધ, દહિં, ઘી, ઔષધ, તલ, તેલ, શેરડી, શાકર, ખાંડ, ગોળ, પૌવાઆદિ ભૂંજેલાં અન્ન. અને લાડુઇત્યાદિ પદાર્થ જેની ઉપર સૂતકીનુ સ્વામિત્વ હોય, તથા સૂતકીના ઘરમાં રહેલા હોય, છતાં તે ગ્રહણ કરવામાં દોષ નથી, પણ તેમાંની કોઇ પણ વસ્તુ સૂતકીને હાથેથી ગ્રહણ કરવી નહિ. બજારમાં તો વ્યાપારીને સૂતક હોય તોપણ તેના હાથથી લવણાદિક અને કાચુ અન્ન વેચાતાં લેવામાં દોષ નથી, પણ જળ, દહિં, ને પૌવાઇત્યાદિ પદાર્થ તેના હાથથી વેચાતા લેવા નહિ.

જીવતાં માબાપોનો વિચાર કરીને ગંગાદિ તીર્થોમાં; ભાસ્કરાદિ ક્ષેત્રોમાં, અગ્નિહોત્ર લીધાપછી, સોમયજ્ઞ કરવામાં, ને માતા, પિતા, ગુરુ, મામો, મામી, નાનો, (માનો બાપ,) નાની, સસરો, સાસુ, સ્વજાતિ, મિત્ર, બેન, બનેવી, માસો, માસી, ફુઓ, ફૂઇ, મોટો ભાઇ, ભાભી, મોટી વયના સપિંડ તથા સમાનોદક, રાજા, કાકો, ને કાકી એટલાઓની પાછળ વપન (ચોટલી રાખી માથાના દાઢીના તથા મૂછના વાળ ઉતરાવવા તે) કરાવવું. મરનારથી નાના સંબંધિઓમાંનો પુરુષવર્ગ ક્ષૌર (ચોટલી રાખી માથાના વાળ ઊતરાવવા તે) કરાવે. ઉપર લખેલા મૃતકની પાછળ વપન ન કરાવે તો જ્યાંસુધી વાળ રહે

ત્યાંસુધી તે સૂતકી ગણાય. મરનાર જો પોતાથી નાની વયનો હોય ને સંબંધથી મોટો હોય તો તેની પાછળ વપન કરાવવું જોઇએ. જેમ કે ઓરમાન મા, કાકો, ને મામોઆદિ પોતાના કરતાં અવસ્થાએ નાનાં હોય તોપણ સંબંધે મોટાં છે, માટે તેઓની પછવાડે વપન કરાવવું જોઇએ. નાની વયનાની મરણક્રિયા જો મોટાને કરવાનો પ્રસંગ આવે તો તેણે ક્રિયામાત્ર કરવી, પણ વપન કરાવવું નહિ.

જે દહાડે સૂતક ઊતરતું હોય તેને આગલે દિવસે એકટાણું જમવું, કારણ સૂતકમાં ખાધેલું અન્ન જ્યાંસુધી પાચન થયું નથી, ત્યાંસુધી તે સૂતકી શુદ્ધ થઇ શકતો નથી. સૂતક સૂર્યોદયસમય ઊતરતું હોય તો આગલી રાત્રિના પૂર્વભાગનું ને જો રાત્રિના ઊતરતું હોય તો તે દિને સવારના પૂર્વભાગનું ભોજન વર્જ્ય કરીને સૂતક ઊતર્યાપછી શુદ્ધ થઇ ભોજન કરવું. રજસ્વળાએ નિત્ય સ્નાન કરવું નહિ, કેવળ ચોથે દહાડે માથાઆદિમાંથી ચીકાશ કાઢી નાવું. વસ્ત્ર એક જ રાખવું. રજસ્વળા સ્ત્રિઓ હમણાં જે ત્રીજે દિવસે સ્નાન કરેછે, તે ચોથે દહાડે સ્નાનમાં વિલંબ ન થાય માટે માથાઆદિમાંથી ચીકાશ કાઢી નાંખવામાટે છે, પરતુ તે અશાસ્ત્ર છે. સૂતકી અને રજસ્વળા એ બંનેએ દૂધ અને તાંબૂલ ન વાપરવાં.

સૂતકમાં વૈશ્વદેવ ન કરવો, પણ બલિદાન અને પ્રાણાહુતિ કરવાં.

સાળો, સાળાનો પુત્ર, જમાઇ, મૂળપુરુષને લઇને પાંચમી પેઢીસુધીની પરણેલી કન્યાઓ અને ત્રણ પ્રકારના બંધુઓનાં છોકરાંઓનાં મરણમાં સ્નાનમાત્ર લાગે, કેમકે થોડો સંબંધ છે.

રજસ્વળાઆદિના સ્પર્શમાં શિશુને (જેને અન્નપ્રાશન થયેલ

નથી એવા પુત્રને) પ્રોક્ષણ કરવું, બાળકને (જેને ચૂડાકરણ થયેલ નથી તેવા પુત્રને) આચમન કરાવવુ, અને કુમારને (ઉપવીત નહિ થયેલ પુત્રને) સ્નાન કરાવવુ.

વૃદ્ધિસૂતકવાળાથી મૃતાશૌચવાળો બમણો અશુદ્ધ છે, મૃતાશૌચવાળાથી રજસ્વળા બમણી અપવિત્ર છે, રજસ્વળાથી સુવાવડી બમણી અપવિત્ર છે. અને સુવવાડીથી શબ બાળનાર બમણો અશુદ્ધ છે.



**શ્રીમદ્ભગવદ્‌ગીતાઃ**—શ્રીરહસ્યદીપિકાનામની ગુજરાતી ટી-કાસહિતઃ—આ ગ્રંથમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના મૂળશ્લોક, શબ્દાર્થ, ને વિસ્તૃત ટીકા આપવામાં આવેલાં છે. પહેલી આવૃત્તિની સર્વપ્રતો ખપી જવાથી ને ગ્રાહકોની ચાલુ માગણી રહેવાથી વધારા સુધારા-સાથેની આ બીજી આવૃત્તિ છપાયછે. મૂલ્ય પાકાપુંઠાવાળા પુસ્ત-કનુ રૂ. ૨–૮–૦.

**સરલાટીકાસહિત ભગવદ્‌ગીતા:**—તેમાં વર્ણાનુક્રમથી આધ્યાત્મિકઅર્થો, ઋષિછંદાદિનુ વિવેચન, વ્યાસનો વિવેચનસહિત અર્થ, ધ્યાનના શ્લોકો અર્થસહિત, અઢાર અધ્યાયના શ્લોકો તથા તેમનો સંપૂર્ણ અર્થ, અર્થસહિત ગીતામાહાત્મ્ય, ને શ્લોકોનો વર્ણા-નુક્રમઆદિ છે. રેશમી પુંઠાવાળો ગુટકો. મૂલ્ય રૂ. ૦–૭–૬.

**સુબોધકલ્પલતાઃ**—આ ગ્રંથમાં નીતિ, કર્મ, ઉપાસના, ને જ્ઞાનનો બોધ છે. મૂલ્ય રૂ. ૦–૧૦–૦.

**સદુપદેશદિવાકરઃ**—શ્રીમન્ મહાત્મા શ્રીનથુરામશર્માતરફથી શિષ્યવર્ગપ્રતિ લખાયલા પત્રોમાંથી અગત્યનો બોધરૂપ ભાગ. મૂલ્ય રૂ. ૦–૧૨–૦.

**શ્રીઉપનિષદોઃ**—શ્રીમન્ મહાત્મા શ્રીનથુરામશર્માપ્રણીત તાત્પ-ર્યદીપિકા ટીકા સહિત. ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, કારિકાસહિત માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, ને શ્વેતાશ્વતર એ ઉપનિષદો ટીકાસહિત તથા બીજી ૧૦૭ ઉપનિષદોનો સાર આ ગ્રંથમાં છે, વેદાંતનુ રહસ્ય જાણી તે પ્રમાણે વર્તી કૃતાર્થ થવા ઇ-

જ્ઞનારને આ ગ્રંથ પરમ ઉપયોગી છે. મૂલ્ય રૂ. ૬—૦—૦. ડાકખર્ચ જુદું.

**શ્રીપ્રણવપટ્ટઃ**—બીજી આવૃત્તિઃ—આ પટ્ટમાં ૐકારની મોટી આકૃતિ તથા તેની અંતર બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ને દક્ષિણામૂર્તિની મૂર્તિઓ બેસાડવામાં આવી છે, તેમ જ મોટા અક્ષરથી સ્વર તથા અર્થ સહિત ગાયત્રીમંત્ર, તેના પ્રત્યેક અક્ષરના દેવોનાં નામો, અને તેના પ્રત્યેકપદના આદિઅંતમાં શ્રીસૂર્યદેવની પ્રતિમાઓ મૂકેલી છે. પ્રત્યેક દ્વિજને અતિ ઉપયોગી ને ઘરના શૃંગારરૂપ થઇ પડે તેમ છે નોંછાવર રૂ. ૦—૨—૬. પોસ્ટેજ રૂ. ૦—૦—૬.

**શ્રીપ્રણવવિસ્તારપટ્ટઃ**—આ પટ્ટમાં ૐકારના સાતવિભાગ તથા તે વિભાગોમાંથી બાળબોધ, ગુજરાતી, અંગ્રેજી ને ઉર્દુ મૂળાક્ષરોની તથા અંકોની ઉત્પત્તિ કેવીરીતે થઇ છે, તે દર્શાવવામાં આવ્યુ છે. ચાર ખાણોના જીવોનાં શરીરો ૐકારમાંથી કેવીરીતે ઉપજ્યાં છે, તે પણ દર્શાવ્યું છે. મૂલ્ય રૂ. ૦—૨—૬. પોસ્ટેજ રૂ. ૦—૦—૬.

**શ્રીવેદાંતદર્શનઃ**—આ ગ્રંથ ૭ દર્શનોમાં શિરોમણિરૂપ છે. એમાં ચાર અધ્યાય, સોળ પાદ, ૧૯૨ અધિકરણો, ને ૫૫૫ સૂત્રો છે. પ્રત્યેક અધિકરણમાં મુમુક્ષુને અવશ્ય જાણવાયોગ્ય વિષયનું નિરૂપણ કર્યું છે.

આ ગ્રંથમાં મૂલસૂત્રો, અન્વય તથા અન્વયાર્થ, વિસ્તૃત સરલ ગુજરાતી ટીકા, પ્રત્યેક અધિકરણ અને ઉપયોગિ સૂત્રોની ઉત્થાનિકા, અધ્યાયનાં પાદોનાં ને અધિકરણનાં સાંપ્રદાયિક સંક્ષેપ નામો, વિષયાનુક્રમણિકા, અને સૂત્રોની વર્ણાનુક્રમણિકાઆદિનો સમાવેશ કર્યો

માં આવ્યો છે. મુમુક્ષુજનોને શ્રવણમનન કરવામાં આ ગ્રંથ ઘણો જ ઉપયોગી છે.

કાચાપુઠાવાળાનુ મૂલ્ય રૂ. ૩–૦–૦ ને પાકાપુઠાવાળાનુ મૂલ્ય રૂ. ૩–૮–૦, પોસ્ટેજ જુદુ.

**શ્રીયજુર્વેદીય સંધ્યાદિ નિત્યકર્મઃ**—સત્તરમી આવૃત્તિઃ–આ યજુર્વેદિદ્વિજોને માટે સંક્ષિપ્ત આહ્નિકનું પુસ્તક છે. પ્રકટકર્તા વિનામૂલ્યે આપેછે.

પ્રકટકર્તાઃ–મણિલાલ આત્મારામ પંડ્યા, બી૦ એ૦ ભરૂચ.

**શ્રીઋગ્વેદીય સંધ્યાદિ નિત્યકર્મઃ**—ચોથી આવૃત્તિઃ–વિષયો ઉપર પ્રમાણે.

પ્રકટકર્તાઃ–શ્રીમાન્ લિંબડી ઠાકોર સાહેબ.

**શ્રીસામવેદીય સંધ્યાદિ નિત્યકર્મઃ**—ત્રીજી આવૃત્તિઃ–વિષયાદિ ઉપર પ્રમાણે.

**શ્રીઅથર્વવેદીય સંધ્યાદિ નિત્યકર્મઃ**—ત્રીજી આવૃત્તિઃ–વિષયાદિ ઉપર પ્રમાણે.

**શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશઃ**—દશમી આવૃત્તિઃ–પ્રકટકર્તા મહારાણા સાહેબ શ્રીભાવસિંહજી–પોરબંદર.

**શ્રીઋગ્વેદીય આહ્નિકપ્રકાશઃ**—ચતુર્થ સંસ્કરણઃ–પ્રકટકર્તા શ્રીમાન્ લિંબડી ઠાકોર સાહેબ.

**શ્રીસામવેદીય આહ્નિકપ્રકાશઃ**—પંચમ સંસ્કરણઃ–પ્રકટકર્તા શ્રીમાન્ લિંબડી ઠાકોર સાહેબ.

**શ્રીઅથર્વવેદીય આહ્નિકપ્રકાશઃ**—દ્વિતીય સંસ્કરણઃ—પ્રકટકર્તા શ્રીમાન્ લિંબડી ઠાકોર સાહેબ.

ચારે વેદની ત્રિકાળી લઘુસંધ્યા, આવૃત્તિ સત્તરમી, પ્રકટકર્તા વકીલ ગોવર્ધનદાસ લાધાભાઇ, રાજકોટ.

**આચારવિવેકઃ**—બીજી આવૃત્તિ. વિનામૂલ્યે.

**ટુંકી સંધ્યાઃ**—વિનામૂલ્યે.

**લઘુવૈશ્વદેવઃ**—ચોથી આવૃત્તિ. વિનામૂલ્યે.

**શ્રીઉપદેશગ્રંથાવલિઃ**—સં૦૧૯૪૮ થી આષાઢ સુ૦ ૧૫ તથા કાર્તિક સુ૦૧૫ ઉપર બહાર પડેછે.

સર્વગ્રંથો મળવાનું ઠેકાણું:—

**આનંદજી વહાલજી રાજ્યગુરુ વકીલ,**
પોરબંદર, કાઠિયાવાડ.

